શ્રી સયાજી બાળજ્ઞાનમાળા–પુષ્પ ૮૦ મું.

# આર્યોની ઓળખાણ.

લેખક,

કલ્યાણરાય નથુભાઇ જોષી,

બી. એ.

'શરીરનો સંચો', 'ભૂપૃષ્ઠ વિચાર', 'સૃષ્ટિની બાલ્યાવસ્થા', 'એશિયાની ઓળખાણ', 'વિજ્ઞાનની વાતો' વગેરેના લેખક.

પ્રકાશક:

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.

વડોદરા

ઇ. સ. ૧૯૨૯ | કિંમત | પ્રથમાવૃત્તિ
વિ. સં. ૧૯૮૫ | ૦–૫–૦ | પ્રત ૫૦૦

આર્ય સુધારક પ્રેસ–વડોદરા.

શ્રી.

# જાહેરાત.

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી શ્રીમંત પતિતપાવન મહારાજા સાહેબ **શ્રી સયાજીરાવ ગાયકવાડ**, સેનાખાસખેલ. સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ; જી. સી. આઇ. ઇ., એલએલ. ડી. એઓશ્રીએ કૃપાવંત થઇને બે લાખ રૂપિયાની જે રકમ અનામત મુકેલી છે તેના વ્યાજમાંથી, ફરજિયાત કેળવણી પૂરી કરીને રસ્તે પડતાં બાળકોને હિતકર થઇ પડે તેવું, સાદી સરળ ભાષામાં લખાએલું, વિવિધ-વિષયક લોકસાહિત્ય ઊભું કરીને તેને "શ્રી સયાજી બાલજ્ઞાન-માળા" નામક ગ્રંથાવલિદ્વારા પ્રસિદ્ધિમાં મુકવાની યોજના કરેલી છે.

આ યોજના અનુસાર રા. કલ્યાણરાય નથુભાઇ જોષી, બી. એ. એમની પાસે **"આર્યોની ઓળખાણ"** નામક આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે, અને તેને ઉક્ત "બાળજ્ઞાન-માળા"ના એંશીમા પુષ્પ તરીકે વિદ્યાધિકારી કચેરીની ભાષાંતર શાખા તરફથી ઠરેલા ધોરણ પ્રમાણે સંશોધાવી આથી પ્રસિદ્ધિમાં મુકવામાં આવે છે.

| | | |
|---|---|---|
| વિદ્યાધિકારી કચેરી,<br>ભાષાંતર શાખા,<br>વડોદરા,<br>તા. ૨૬-૬-૨૯ | મં. ર. મજમુદાર<br>ભા. મ. | ન. કે. દીક્ષિત<br>વિદ્યાધિકારી,<br>વડોદરા [illegible] |

આર્ય પ્રજાનો વિચાર આપણે આજે વિસ્તારથી કરશું.

૨ મોંગોલીઅન પ્રજામાં ચીન, જાપાન, તાર્તરી તીબેટ, અને બ્રહ્મદેશ વગેરે દેશોમાં રહેતી પીળી વસ્તીનો સમાવેશ થાય છે.

૩ ઇથોપીઅન પ્રજામાં આફ્રિકાની હબશી પ્રજા, પાસિફિક મહાસાગર પરની જંગલી પ્રજા; અને પેપુઆ પ્રજાનો સમાવેશ થાય છે.

૪ અમેરિકન પ્રજામાં ઉત્તર અમેરિકામાં વસતી રેડ ઇન્ડીઅન નામની પ્રજાનો સમાવેશ થાય છે.

૫ મલયમ પ્રજામાં મલાયા અને હિંદી મહાસાગરમાં આવેલા આર્કીપેલેગોમાં વસનારી મૂળ પ્રજાનો સમાવેશ થાય છે.

કેટલાક વિદ્વાન, અમેરીકન અને મલયમ પ્રજાને મોંગોલીઅનના વર્ગની ગણે છે અને એ રીતે પૃથ્વીની બધી પ્રજાના ત્રણ વર્ગ પાડે છે.

આ રીતે પૃથ્વીના માણસોના ત્રણ કે પાંચ ભાગ આપણે પાડીએ તો તેમાં એક ભાગ આર્ય પ્રજાનો આવે છે.

એ આર્ય પ્રજા પૃથ્વી ઉપર વસનારી મનુષ્યની ઓલાદમાં બહુ જૂની અને બહુ સંસ્કારી પ્રજા ગણાય છે. આપણે હિંદુસ્તાનના માણસો આર્ય પ્રજાના એક ફાંટામાંથી ઉભા થયા છીએ; બીજો અને ત્રીજો ફાંટો જુદી જુદી દિશામાં ફેલાયો છે. એમ કહેવાય છે કે સૌથી જૂનો અને અસલી ફાંટો તે હિંદુ પ્રજા. બીજા ફાંટા તે ઇરાની પ્રજા, ગ્રીક પ્રજા, લૅટિન પ્રજા, કેલ્ટીક પ્રજા, ટયુટોનિક પ્રજા, સ્લેવોનિક પ્રજા અને યુરોપની બીજી કોઇ બાકી રહેલી જૂની પ્રજા.

આ રીતે હાલમાં પશ્ચિમ એશિયાની વસ્તી અને યુરોપખંડની બધી વસ્તી એક જ કુલની ઓલાદ છે; એક જ ઝાડના ગલુલીઆં છે, છતાં પણ અમેરિકામાં અને આફ્રિકામાં ગૌરાંગ યુરોપીઅન પશ્ચિમ એશિઆની પ્રજાની સુગ કરે છે અને ભારે મુશ્કેલીઓ ઊભી કરી પશ્ચિમ એશિઆની વસ્તીનું દીલ દુખાવે છે. સૃષ્ટિનો નિયમ છે કે ભાઇ ભાઈ સાથે જ લડે. કુતરા કુતરા સાથે જ લડે, બિલાડા બિલાડા સાથે જ લડે, તે નિયમ પ્રમાણે આર્ય પ્રજાનું એક કુટુંબ બીજા કુટુંબ

સામે અથ્થંઅથ્થા કરી રહ્યું છે, પ્રભુ સૌનો છે. તે સર્વ ઠેકાણે સન્મતિ જ પ્રેરે છે.

## ( ૨ ) આર્ય પ્રજાની મૂળ ભૂમિ.

વેદના કેટલાક મંત્રોમાં વર્ણવેલી સૃષ્ટિલીલા કયા દેશને બંધબેસતી આવે છે તેનો વિચાર કરવાથી ખગોળશાસ્ત્રની ગણતરી ઉપરથી અને વેદમાંથી તરી નીકળતી હોય તેવી નવી પદ્ધતિ ઉપરથી એમ અનુમાન કરવામાં આવ્યું છે કે આર્ય પ્રજા ઉત્તરધ્રુવ પાસેના આર્ટિક પ્રદેશમાં અસલના કાળમાં રહેતી હશે. ત્યાંથી તે પ્રજા દક્ષિણ તરફ ઉતરતી ચાલી; ખોરાકની ખોટ એ સ્થાનભ્રષ્ટ થવાનું મૂખ્ય કારણ હતું. તે સિવાય પણ સ્થાનાંતર થવાનાં કારણો અનેક હતાં. જે જમીનમાંથી આર્ય પ્રજા ખેતીનો પાક લેતી તે જમીન ખેડ વગર લાંબા કાળ સુધી પાક આપી શકે નહિ. તેમને ખેડવાની કળા આવડતી નહોતી એટલે વખતોવખત નવી જમીન-ની શોધમાં તે પ્રજાને સ્થાનાંતર થવું પડતું. ટાઢ, ગરમી, પ્રકાશ, અંધારૂં વગેરે બાબતના વિચારથી પણ તે પ્રજાને ઉત્તર કરતાં દક્ષિણનો પ્રદેશ વધારે અનુકૂળ

લાગતો ગયો. વેદમાં બતાવેલ લાંબો ઉષઃકાળ ( પ્રાતઃ સંધ્યાનો કાળ ) લાંબા વખત સુધી સૂર્યની ગેરહાજરી, અગ્નિની ઘણી જ કિંમત વગેરે આપણને એમ સૂચવે છે કે એ પ્રજા જ્યારે આર્ટિક પ્રદેશમાંથી દક્ષિણ કાસ્પીઅન સમુદ્ર આગળ આવી હશે ત્યારે તેને જીવનમાં બહુ રાહત મળી હશે. કાસ્પીઅન સમુદ્રની આસપાસ એ પ્રજા ઘણો લાંબો વખત રહી જણાય છે. હાલની સંસ્કૃત ભાષા અને યુરોપની ગ્રીક તથા લેટિન ભાષાના સાપેક્ષ અભ્યાસીઓને જણાયું છે કે કાસ્પીઅન સમુદ્ર આગળથી એ પ્રજાના બે ફાંટા પડયા હોય.

પરંતુ આ સ્થળે બહુ લાંબો સમય આર્ય પ્રજાએ અમલચેન કર્યો છે એમ જણાવે છે.

( ૩ ) આર્ય પ્રજાના બે ફાંટા પડયાના પુરાવા.

( ક ) યૂરોપની વસ્તીની પ્રતિનિધિ ગણાતી કેટલીક પ્રજાના મસ્તક, નાક, કપાળ, આંખ, દાઢી, અને ગાલ ઉપરના હાડકાંના માપની સરખામણી પશ્ચિમ એશિયામાં વશી રહેલી પ્રજાના પ્રતિનિધિઓના અંગના માપની સાથે મેળવીએ છીએ ત્યારે તે ઘણે અંશે મળતાં

લાગે છે. મોંગોલીઅન કે ઇથીઓપીઅન પ્રજાના પ્રતિનિધિના અંગના ઘાટ અને માપ સાથે યૂરોપીઅન પ્રજાના અંગના માપ અને ઘાટ મળતા આવતા નથી.

( બ ) પશ્ચિમ એશિઆની જૂની પ્રજાના અને ગ્રીક, લેટીન પ્રદેશની જૂની પ્રજાના ઇશ્વર સંબંધી વિચારો, સૃષ્ટિની ઉત્પત્તિ સંબંધી વિચારો, સૃષ્ટિના ચમત્કાર સંબંધી વિચારો અને મનુષ્ય જીવનના અંતીમ ઉદ્દેશ સંબંધી વિચારો બહુ જ મળતા આવે છે. બીજા કોઇપણ બે ઓલાદની વિચાર સૃષ્ટિ આટલી એક સરખી જોવામાં આવતી નથી.

દૃષ્ટાંત તરીકે અત્યારે યુનાઇટેડ સ્ટેટસમા જે સંસ્કૃતિ પ્રવર્તી રહી છે તેના અવલોકન ઉપરથી કોઇપણ માણસ કહી શકે છે કે અમેરિકાના એ ભાગની પ્રજાનો જૂનો સંબંધ ઇંગ્લાંડની પ્રજા સાથે હોવો જોઇએ; કારણ કે તે બન્ને દેશની જીવન પદ્ધતિ ઘણે અંશે એક જ ઢબની ઘડાયેલી જણાય છે.

( ગ ) ગ્રીક અને લૅટીન એ બે જૂની ભાષા હાલની

ઘણી ખરી યૂરોપીઅન ભાષાની માતાઓ ગણાય છે. એ ગ્રીક અને લૅટીન ભાષાના ઘણા શબ્દો સંસ્કૃત છે. વેદ કાળની સંસ્કૃત ભાષા સાથે મળતા આવે છે.

| સંસ્કૃત | ગુજરાતી | લૅટિન | ગ્રીક |
|---|---|---|---|
| અક્ષ = | પૈડાંની ધરી | Axis ઍક્સીસ | Axon ઍક્ષન |
| ચક્ર = | ગોળ પૈડું | circus સરકસ | kuklos કુકલોસ |
| નૌ = | વહાણ | navis નૅવીસ | naus નૌઃ |
| યવ = | જવ | | Zea ઝેવ |
| મધુ = | મધ | | Methu મેથુ |
| ઉષસ = | ઉષા | Aurora ઓહોરા | Auos ઔસ |
| દ્યુ: = | આકાશ | | Zeues ઝયુ |
| વરૂણ = | વરૂણ | | Uranus યુરેનુસ |
| મખ = | યજ્ઞ | mactare મેક્ટેર | makhe મખે |
| દેવ = | દેવ | dius ડીઉસ | Makhaira મખેરા |

( ૪ ) એકલા અગ્નિની પૂજાના આગ્રહને કારણે આર્ય પ્રજાના ફરીથી પડેલા બે ફાંટા આર્ય અગ્નિની સ્તુતિ કરતા, અગ્નિમાં દ્રવ્યો હોમતા હતા અને પોતાના જીવનના સુખની સંપત્તિનો મોટો આધાર અગ્નિ ઉપર છે તેમ માનતા હતા.

પાછળથી અગ્નિ ઉપરાંત બીજાં કુદરતી બળનું ભાન આર્યોને થતું ગયું તેમ તેમ સૂર્યને, વરૂણને, ઇંદ્રને વગેરેને દેવ સમાન આર્ય માનતા ગયા. જ્યારે ઘણા દેવોની વાત સમાજમાં પ્રસરી ત્યારથી એક દેવને જ માનનાર કેવળ અગ્નિના પૂજારીઓ હતા તે અનેક દેવને માનનાર સાથે લડયા અને એ લડાઇ પછી આર્ય પ્રજાના ફરી બે તડ પડયાં જણાય છે. જેને માટે વેદમાં "અસૂર" શબ્દ યોજવામાં આવ્યો છે તે ઇરાનીઅન પારસી હતા; અને સૂર અગર દેવ તે આર્ય પોતે.

પારસીઓએ એકલી અગ્નિપૂજાનો આગ્રહ રાખ્યો તેથી તેઓ ઇરાનના પ્રદેશમાં જ પોતાનો વાસ રાખી વસ્યા અને આર્યોના તે પછીના સંસારમાં તે જોડાયા નહિ.

હિંદુસ્તાન તરફ આવનાર આર્યો સાથે આ અસૂર આર્યોના મોટાં યુદ્ધ થયાની વાત બ્રાહ્મણ ગ્રંથમાંથી નીકળે છે. ઐત્તરેય બ્રાહ્મણમાં લખ્યું છે કે અસૂર સાથે દેવો પૂર્વ દેશમાં લડયા. દેવો હાર્યા; પછી પશ્ચિમ પ્રદેશમાં લડાઇ થઇ ત્યાં પણ દેવો હાર્યા; પછી ઉત્તર

પ્રદેશની લડાઇ થઇ તેમાં પણ દેવો હાર્યા તેથી દેવોને ઇશાન ખૂણા તરફ નાશી જવાની ફરજ પડી. ( જૂના ઇરાનનો ઇશાન ખૂણો તે પંજાબ અને કાબુલ ). દેવો અને અસૂર એવા બે વિભાગ આર્ય પ્રજાના પડયા તે વાત ચોકકસ રીતે દેવોના ગ્રંથમાંથી એટલે વેદમાંથી અને અસૂરના ગ્રંથમાંથી પારસીઓના જશ્ન-યશ્નમાંથી મળતી હકીકત પરથી સાબીત થાય છે.

બન્ને વચ્ચે વૈમનસ્ય અને ખટરાગ એટલી હદ સુધી ગયો કે દેવો અસૂરને લુચ્ચા સમજવા લાગ્યા અને અસૂર દેવોને પાખંડી સમજવા લાગ્યા. જ્યાં પક્ષ પડે ત્યાં એમ જ થાય.

શતપથ બ્રાહ્મણમાં દેવો અને અસૂરની વાત આ પ્રમાણે લખી છે.

* અંગ્રેજી ભાષાંતર ઉપરથી ૧૨, ૧૧, ૧૭.

પ્રજાપતિના કુળમાં દેવો અને અસૂરો બન્ને જન્મ્યા હતા. વડીલ પ્રજાપતિનો વારસો તેમને મલ્યો. સત્યનો તેમ જ અસત્યનો સાચી વાણીનો તેમ જ જૂઠી વાણીનો બન્ને સત્ય વાણી જ બોલતા હતા; અને જ્યાં-

સુધી સમાન વાણી બોલતા હતા ત્યાં સુધી તે સમાન હતા.

દેવોએ અસત્ય છોડી દીધું, અને તેઓ સત્યને જ દૃઢતાથી વળગી રહ્યા. અસૂરોએ સત્ય છોડી દીધું, અને તેઓ અસત્યને દૃઢતાથી વળગી રહ્યા.

અસૂરમાં પહેલાં જે સત્ય હતું તેણે આ જોયું અને સત્ય બોલ્યું "ખરેખર દેવોએ અસત્યને તજી દીધું છે. અને તેઓ સત્યને દઢતાથી વળગી રહ્યા છે. ઠીક, ત્યારે હું ત્યાં જઇશ:" આ રીતે તે દેવના પક્ષમાં ગયું.

દેવોમાં જે અસત્ય પહેલાં હતું તેણે આ જોયું. અને તે અસત્ય બોલ્યુ "ખરેખર અસૂરોએ સત્યને તજી દીધું છે અને તેઓ અસત્યને દૃઢતાથી વળગી રહ્યા છે ઠીક ત્યારે હું ત્યાં જઇશ." આ પ્રમાણે તે અસૂરના પક્ષમાં ગયું.

દેવો કેવળ સત્ય જ બોલતા, અને અસૂરો કેવળ અસત્ય જ બોલતા. અને ખંતથી સત્ય બોલનારા દેવો બહુ તિરસ્કારને પાત્ર થતા તથા દરિદ્રી બનતા હતા. ત્યારથી જે ખંતથી સત્ય બોલે છે તે બહુ નિંદાય છે

અને બહુ દરિદ્ર બને છે, પણ અંતે તે ખાતરીપૂર્વક સુખી થાય છે કારણ કે દેવો સુખી થયા જ હતા.

ખંતથી અસત્ય બોલનાર અસૂરો ખારી જમીનની પેઠે પણ ફળ્યા ફાલ્યા અને બહુ સુખી થયા. ત્યારથી જે ખંતપૂર્વક અસત્ય બોલે છે તે ખારી જમીન પેઠે ફળે ફાલે છે-અને બહુ સુખી થાય છે, પણ અંતે ખાતરીપૂર્વક તેનો વિનાશ થાય છે; કારણ કે અસૂરોનો નાશ જ થયો હતો.

આના જેવી જ કથા પારસીના યશ્ન ગ્રંથમાં છે. તે ગ્રંથમાં દેવને હલકા ગણવામાં આવ્યા છે અને અસૂરને ઉન્નત ગણવામાં આવ્યા છે.

અહિં થોડો ઉતારો આપવામાં આવે છે:

"આ બેમાંથી દેવોએ જે સાચુ નહોતું તે પસંદ કર્યું તેઓ તપાસ કરવા આવ્યા ત્યારે આપણે તેમની ભૂલ બતાવી છતાં તેમણે આમ કર્યું. તેઓએ ભ્રષ્ટ બુદ્ધિ બતાવી અને ઐશમ સાથે સહકાર બાંધીને તેઓ આ દુનિઆના માણસને નુકસાન કરવા લાગ્યા.

પણ હે દેવો ! તમે બધા ભ્રષ્ટબુદ્ધિની ઉત્પત્તિ છો. કારણ કે દુષ્ટ સત્ત્વ અકોમને તમને ધર્મભ્રષ્ટ ખરાબ વિચાર, ખરાબ વાણી અને ખરાબ કૃત્યની સત્તા તળે મૂકી દીધા છે. ”

વિચારની ભિન્નતાથી પ્રજા પ્રજા વચ્ચે કેવડી મોટી ફાટ પડી જાય છે તેનું આ જવલંત દૃષ્ટાંત છે. પોતાની ભાષામાં પણ મોટો વિપ્લવ દાખલ કરી દેવાનું વઢકણા માણસને મન થઇ જાય છે. આ યુદ્ધ થયા પછી પારસાની એવેસ્ટા ભાષામાં અસૂર–અહુર–શબ્દનો અર્થ પ્રભુ મોટા દેવ એવો થવા લાગ્યો અને બ્રાહ્મણ ગ્રંથમાં અસૂર એટલે દુષ્ટ સત્ત્વ એવો અર્થ થવા લાગ્યો. બ્રાહ્મણ ગ્રંથમાં દેવ શબ્દને ચડાવી છેક ઇશ્વરી અંશવાળી વ્યકિત માટે તેને વપરાતો કરી દેવામાં આવ્યો ત્યારે પારસી ગ્રંથમાં દેવ શબ્દ રાક્ષસ અને પિશાચના અર્થમાં વપરાતો કરી દેવામાં આવ્યો. આનું નામ ભાષાનો વિપ્લવ.

પારસીઓની સંસ્કૃતિ વેદમાંથી જ ઉપજી છે તે માટે બે મત છે જ નહિ. આપણા હોતા, અધ્વર્યુ, અને

બ્રાહ્મણ પંડિતોને સ્થાને તેમનામાં "ઝઓતર" "રાથ્વી" અને "અથર્વ" નામના પંડિતો છે. અધ્વર્યુ શબ્દ પણ તેમનામાંથી જતો નથી રહ્યો. અગ્નિમાં હોય તો વિધિ વેદના કામનો જ છે. તે જ પારસીઓ હજુ ચલાવે છે. આપણી "આહુતિ" એમને ત્યાં "આઝુતિ" બની ગઇ છે. આપણી "ઇષ્ટિ" અને "આપ્રી" નામની ક્રિયાઓ પારસીમાં એ જ નામથી મોજુદ છે.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે આર્યો હિંદુસ્તાન આવ્યા તે પહેલાં ઇરાનમાં હતા અને ત્યાં પોતાના એક કુટુંબને મૂકી-તેની સાથે વઢીને-આર્યો હાલના ખૈબર ઘાટને રસ્તે પંજાબમાં આવ્યા હતા.

એ ખૈબર ઘાટનું દ્વાર હિંદુસ્તાનમાં પરદેશી પ્રજાના પ્રવેશ માટે સનાતન સમયથી ખુલ્લું રહેલું છે. હિંદુસ્તાનમાં એક પછી એક પ્રજા એ દ્વારથી આવતી ગઇ છે. જૂની પ્રજાને ખસેડી પોતાની સત્તા હિંદુસ્તાન પર જમાવતી ગઈ છે. એ ઇતિહાસની ઘટનાનો પહેલો પથરો આર્યોએ જડયો છે. ઇતિહાસની પણ આવૃત્તિ

થાય છે. એ સિદ્ધાન્ત માટે જબરામાં જબરૂં દ્રષ્ટાંત આ ખૈબરઘાટ પૂરૂં પાડે છે.

આટલી ઓળખાણ આર્યોની આપી; હવે તે આર્યોની મહાન મીલકત 'વેદ' વિષે કેટલીક ઓળખાણ આપવામાં આવશે.



# આર્યોની ઓળખાણ



ભરતખંડનું એક નામ આર્યાવર્ત પણ છે. આર્યોની ઓજસવાળી અનેક વિભૂતિ આપણા દેશમાં દૃષ્ટિગોચર થાય છે. તે બધામાં "વેદ" એ સૌથી ભારે કિંમતી અને સૌથી ઓછી નાશવંત વિભૂતિ છે. એ આર્યોની વિભૂતિની ઓળખાણ આપણે આર્યોની રીતથી કરીએ તો ઠીક થયું ગણાશે. જે મંત્રથી આર્યો પોતાના પ્રત્યેક કાર્યમાં પરમેશ્વરની આશીષ માગતા તે જ મંત્ર આપણે આજે ઉચ્ચારીએ.

ॐ द्यौः शान्तिरन्तरिक्ष ॐ शान्तिः पृथिवी
शान्ति रापः शान्तिरोषधयः शान्तिः ।
वनस्पतयः शान्तिर्विश्वेदेवाः शान्ति ब्रह्म शान्तिः
सर्वं शान्तिः शान्तिरेवशान्तिः सामा शान्तिरेधी ॥

( યજુર્વેદ અ. ૩૬ મંત્ર ૧૭ )

વેદની ઓળખાણ કરાવતાં ખાસ લક્ષ રાખવામાં

આવશે કે પહેલાં તો આપણા દેશના વેદભક્ત સજ્જનો તે વિષે જે ધારતા હોય તે જ સ્વરૂપ ખડું કરવું જોઇએ. એ સ્વરૂપ ખડું થયા પછી જ તે સ્વરૂપમાં આપણને કોઇ જગ્યાએ ક્ષતિ લાગતી હોય તો તેનો વિચાર કરવો જોઇએ.

## ૧. વેદની ઉત્પત્તિ.

જગતમાં કોઇપણ પ્રજાને સૌથી વહેલી અને ઘણે દરજ્જે સાચી ઇશ્વરની મહત્તાની પીછાણ થઇ હોય તો તે આર્ય પ્રજાને થઇ છે; એટલે જેમણે મહાન વ્યક્તિનું તેજ અનુભવ્યું હોય તે કદિ પણ નમ્ર ભાવ તજે નહિ; નિદાન તે મહાન વ્યક્તિની શક્તિને પૂજવામાં જ તે ડહાપણ સમજે. એ રીતે આર્ય પ્રજા વેદની ઉત્પત્તિ માટે આ પ્રમાણે માને છે.

> तस्माद्यज्ञात्सर्वहुत ऋचः सामानि जज्ञिरे ।
> छन्दांसि जज्ञिरे तस्माद्यजुस्तस्मादजायत ॥
>
> ( યજુર્વેદ અ. ૩૧ મંત્ર ૭ ).

તે યજ્ઞ એટલે સર્વનો પૂજ્ય તથા સર્વહુત એટલે સર્વ શક્તિમાન છે; તેમાંથી ઋક્ અને સામ પ્રકાશ

પામ્યા; છન્દો એટલે અથર્વવેદ પ્રકાશ પામ્યા; તેમાંથી જ યજુર્વેદ પણ પેદા થયો.

( અહિં સર્વહુત શબ્દ ચાર વેદનું વિશેષણ પણ હોઇ શકે છે. તેમ જો ગણીએ તો સર્વહુત એટલે સર્વ-મનુષ્યોને ગ્રહણ કરવા યોગ્ય એવો અર્થ લેવો જોઇએ ).

આ મંત્રમાં યજ્ઞમાંથી વેદ પ્રકાશ્યા એમ લખ્યું છે. યજ્ઞ કરતાં કરતાં વેદ પ્રકાશ્યા એવો કોઇ અર્થ કરે તેના કરતાં યજ્ઞ એટલે યજવા યોગ્ય ઇશ્વરમાંથી જ વેદ પ્રકાશ્યા એ વધારે અનુરૂપ અર્થ કહેવાય. વળી વેદના એટલે સંહિતાના વ્યાખ્યાન રૂપ ગણાતા શતપથ બ્રાહ્મણ ગ્રંથમાં यज्ञो वै विष्णुः એમ ઘણીવાર પ્રયોગ થયો છે; એટલે યજ્ઞ એટલે પરબ્રહ્મ જ સમજવામાં ખોટું નથી. ઇશ્વરે વેદ પ્રકાશમાં મૂકયા અને ઋષિઓએ તે ઝીલી લીધા એવી માન્યતા વેદભકત સજ્જનોની છે. એ માન્યતાવાળા સજ્જનો એમ માને છે કે જેમ કોઇપણ માણસ પઠન, શ્રવણ વિના વિદ્વાન થઈ શકતો જ નથી; કંઇપણ વિલોકયા પછી જ મનુષ્ય જ જ્ઞાન થાય છે; તેમ આદિ સમયમાં ઋષિઓ પાસે જ્ઞાન ન હોત તો તેમનામાં

જ્ઞાન ક્યાંથી આવત? કોઇ બાળકને મરણ પર્યંત એકાંતમાં ઉછેરવામાં આવે તો તેને યથાર્થ જ્ઞાન કદિ થવાનું નથી. વનમાં રહેનાર રાની વસ્તીને ઉપદેશ મળ્યો હોતો નથી ત્યાં સુધી ઘણી બાબતમાં પશુવત્ તેમની સ્થિતિ હોય છે. માટે વેદનો સંચાર પહેલાં ઈશ્વરે અગ્નિ, વાયુ, આદિત્ય અને અંગિરાને મનમાં પ્રેરિત કર્યો તેમણે તે જાણ્યાં; માટે તે પ્રકાશનું [ विद=જાણવું, वेद=જ્ઞાન ] **વેદ** નામ પડયું; તેમણે તે સાંભળ્યા માટે શ્રુતિ નામ પણ પડયું. ( श्रु=સાંભળવું. श्रुति=સાંભળેલી ચીજ ) વેદ શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે કરવામાં આવે છે.

विदन्ति=जानन्ति, विद्यन्ते=भवन्ति

विदान्ति=विन्दन्ते=लभन्ते

विन्दन्ते=विचारयन्ति सर्वे मनुष्याः सर्वाः

सत्याविद्या यैर्येषु वा तथा विद्वांसश्च भवन्ति ते वेदाः।

જે ભણવાથી યથાર્થ વિદ્યાનું જ્ઞાન થાય છે, જેથી મનુષ્ય વિદ્વાન થાય છે; જેમાંથી સર્વ સુખની પ્રાપ્તિ થાય છે, જેની મદદથી સત્યાસત્યનો નિર્ણય સાધી શકાય છે તેને **વેદ** કહેવામાં આવે છે.

શ્રુતિ શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે કરવામાં આવે છે.

आदिसृष्टिमारभ्याद्यपर्यन्तं ब्रह्मादिभिः सर्वाः

सत्य विद्याः श्रयन्तेऽनया सा श्रुतिः ॥

સૃષ્ટિના આરંભથી તે આજ સુધી બ્રહ્માથી માંડીને બધા મનુષ્યો જે વડે સર્વ સત્યવિદ્યાને સાંભળતા આવ્યા છે તેને શ્રુતિ કહેવામાં આવે છે.

ઇશ્વરે અગ્નિ, વાયુ, આદિત્ય અને અંગિરાના મનમાં વેદની પ્રેરણા કરી તે વાત વેદ કાળમાં જ મનાતી હતી એમ નથી; પરંતુ પછીના સ્મૃતિ કાળમાં પણ એ માન્યતા કોઇ વિચારવંત મહાપુરુષે ફેરવી નથી. માત્ર જ્યારથી પરદેશીય સંસ્કૃતિથી રંગાયેલા વિચારો આપણા દેશમાં આવ્યા ત્યારથી એ માન્યતા માટે તર્ક વિતર્ક ચાલે છે.

મનુ સ્મૃતિમાં આ પ્રમાણે ઉપરની માન્યતાવાળું વાક્ય છે

अग्नि वायु रविभ्यःस्तु त्रयं ब्रह्म सनातनम्

दुदोह यज्ञसिद्ध्यार्थं मृग्यजुः साम लक्षणम् ॥

अध्यापयामास पितृन् शिशुरांगिरसः कविः ॥

## ૨ વેદનો સમય.

જ્ઞાન ક્યાંથી આવત? કોઇ બાળકને મરણ પર્યંત એકાંતમાં ઉછેરેવામાં આવે તો તેને યથાર્થ જ્ઞાન કદિ થવાનું નથી. વનમાં રહેનાર રાની વસ્તીને ઉપદેશ મળ્યો હોતો નથી ત્યાં સુધી ઘણી બાબતમાં પશુવત્ તેમની સ્થિતિ હોય છે. માટે વેદનો સંચાર પહેલાં ઇશ્વરે અગ્નિ, વાયુ, આદિત્ય અને અંગિરાને મનમાં પ્રેરિત કર્યો તેમણે તે **જાણ્યાં; માટે તે પ્રકાશનું** [ विद=જાણવું, वेद=જ્ઞાન ] **વેદ** નામ પડયું; તેમણે તે સાંભળ્યા માટે શ્રુતિ નામ પણ પડયું. ( श्रु=સાંભળવું. श्रुति=સાંભળેલી ચીજ ) વેદ શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે કરવામાં આવે છે.

विदन्ति=जानन्ति, विद्यन्ते=भवन्ति

विदान्ति=विन्दन्ते=लमन्ते

विन्दन्ते=विचारयन्ति सर्वे मनुष्याः सर्वाः

सत्यविद्या यैर्येषु वा तथा विद्वांसश्च भवन्ति ते वेदाः।

જે ભણવાથી યથાર્થ વિદ્યાનું જ્ઞાન થાય છે, જેથી મનુષ્ય વિદ્વાન થાય છે; જેમાંથી સર્વ સુખની પ્રાપ્તિ થાય છે, જેની મદદથી સત્યાસત્યનો નિર્ણય સાધી શકાય છે તેને **વેદ** કહેવામાં આવે છે.

આજ સુધી ચાલુ છે.

જુઓ આ સંકલ્પની ભાષા—

ॐ सत्सत् श्री ब्रह्मणो द्वितीयपरार्धे वैवस्वते मन्वन्तरेऽष्टाविंशातितमे कलियुगे कलिप्रथमचरणेऽमुक संवत्सरायनर्तु मास पक्षादिन नक्षत्र लग्नमुहूर्तेऽत्रेहं कृतं क्रियते च ॥

આ સંકલ્પ આબાલવૃદ્ધ આર્યો હરરોજ બોલતા આવેલા હોવાથી "પરપેચ્યુલ કૅલેન્ડર" – કાયમી પંચાંગ આપોઆપ ઘડાતું આવ્યું છે. તે વ્યવસ્થાને અન્યથા કહી શકાય તેમ નથી.

આ સંકલ્પમાં વૈવસ્વત મન્વંતર ચાલે છે એમ બતાવવામાં આવ્યું છે. તે મન્વંતરની પહેલાં છ મન્વંતર વ્યતીત થયા છે.

( ૧ ) સાયંભુવ

( ૨ ) સ્વારોચિષ

( ૩ ) ઓત્તમી.

( ૪ ) તામસ.

( ૫ ) રૈવત.

વેદને પ્રકાશમાં આવ્યે કેટલાં વરસો થયાં હશે તે પ્રશ્ન બહુ ચર્ચાવાળો છે; છતાં આપણે તો વેદની ઓળખાણ વેદભક્ત સજ્જનોની માન્યતા પ્રમાણે લેવા ધારીએ છીએ એટલે એમના વિચારો એ વિષયમાં કેવા છે તે જાણવું જ ઠીક પડશે.

વેદના મોટા પક્ષકાર આ દેશના અર્વાચીન વિદ્વાન સ્વામી **દયાનંદ સરસ્વતી** આ બાબત એવો મત ધરાવે છે કે વેદને પ્રકાશમાં આવ્યે આજે એક અબજ સત્તાણું કરોડ ઓગણત્રીસ લાખ ઓગણપચાસ હજાર અને સત્તાવીસ વરસ થયાં છે. એ સંખ્યા આંકડામાં આમ લખાય.

૧૯૭૨૯૪૯૦૨૭ વરસ.

આપણે સ્વામી દયાનંદ સરસ્વતીને પૂછવાનું મન થાય છે કે તેમણે આ ગણતરીનો ગપાટો કેવી રીતે બેસાડયો. સ્વામીજી બહુશ્રુત હતા, અને તર્કશાલી પણ હતા. તેઓ ‘ બાબા વાકયં પ્રમાણમ્ ’—એ સૂત્રને માનતા જ નહિ. તેઓ એમ કહે છે કે આપણા જ્યોતિષ શાસ્ત્રમાં સમયની ગણુતરી બહુ સૂક્ષ્મ રીતે કરવાના માર્ગ છે તે રસ્તે જે ગણના પહેલેથી થતી આવી છે તે

આજ સુધી ચાલુ છે.

જુઓ આ સંકલ્પની ભાષા—

ૐ सत्सत् श्री ब्रह्मणो द्वितीयपरार्धे वैवस्वते मन्वन्तरेऽष्टाविंशातितमे कलियुगे कलिप्रथमचरणेऽमुक संवत्सरायनर्तु मास पक्षादिन नक्षत्र लग्नमुहूर्तेऽत्रेहं कृतं क्रियते च ॥

આ સંકલ્પ આબાલવૃદ્ધ આર્યો હરરોજ બોલતા આવેલા હોવાથી "પરપેચ્યુલ કૅલેન્ડર" – કાયમી પંચાંગ આપોઆપ ઘડાતું આવ્યું છે. તે વ્યવસ્થાને અન્યથા કહી શકાય તેમ નથી.

આ સંકલ્પમાં વૈવસ્વત મન્વંતર ચાલે છે એમ બતાવવામાં આવ્યું છે. તે મન્વંતરની પહેલાં છ મન્વંતર વ્યતીત થયા છે.

( ૧ ) સાયંભુવ

( ૨ ) સ્વારોચિષ

( ૩ ) ઓત્તમી.

( ૪ ) તામસ.

( ૫ ) રૈવત.

( ૬ ) ચાક્ષુષ.

( ૭ ) વૈવસ્વત.

હવે એક મન્વંતર=૭૧ ચતુર્યુગી (ચાર યુગનું જુથ)

એક ચતુર્યુગી = ૧૨૦૦૦ દીવ્ય યુગના વર્ષ.

એક દિવ્ય વરસ= ૩૬૦ મનુષ્ય વરસ.

એક ચતુર્યુગીનાં ૧૨૦૦૦ દિવ્ય વરસ આ પ્રમાણે થાય છે.

| | મૂલ વરસ | | સંધ્યાના વરસ | | સંધ્યાંશના વરસ | | કુલ |
|---|---|---|---|---|---|---|---|
| સત્ય યુગ | ૪૦૦૦ | + | ૪૦૦ | + | ૪૦૦ | + | ૪૮૦૦ |
| ત્રેતા યુગ | ૩૦૦૦ | + | ૩૦૦ | + | ૩૦૦ | + | ૩૬૦૦ |
| દ્વાપર યુગ | ૨૦૦૦ | + | ૨૦૦ | + | ૨૦૦ | + | ૨૪૦૦ |
| કલિ યુગ | ૧૦૦૦ | + | ૧૦૦ | + | ૧૦૦ | + | ૧૨૦૦ |
| કુલ દિવ્ય ચતુર્યુગી | ૧૦૦૦૦ | + | ૧૦૦૦ | + | ૧૦૦૦ | = | ૧૨૦૦૦ |

દેવનાં વરસ — માણસનાં વરસ

૧૨૦૦૦ = ૧૨૦૦૦×૩૬૦=૪૩૨૦૦૦૦

તેવી ૭૧ ચતુર્યુગીનું એક મન્વંતર એટલે

મનુષ્યનાં વરસ

૧ મન્વંતર = ૪૩૨૦૦૦૦×૭૧=૩૦૬૭૨૦૦૦૦

આ પ્રમાણે છ મન્વંતર વીતી ગયાં તેનાં વરસ આ પ્રમાણે.

| | | વરસ | | સંધિના વરસ | | કુલ વરસ |
|---|---|---|---|---|---|---|
| | કલ્પાદિ સંધિ | | | ૧૭૨૮૦૦૦ | = | ૧૭૨૮૦૦૦ |
| ૧ | સ્વાયંભુવ. | ૩૦૬૭૨૦૦૦૦ | + | ૧૭૨૮૦૦૦ | = | ૩૦૮૪૪૮૦૦૦ |
| ૨ | સ્વારોચિષ. | ૩૦૬૭૨૦૦૦૦ | + | ૧૭૨૮૦૦૦ | = | ૩૦૮૪૪૮૦૦૦ |
| ૩ | ઔત્તમી. | ૩૦૬૭૨૦૦૦૦ | + | ૧૭૨૮૦૦૦ | = | ૩૦૮૪૪૮૦૦૦ |
| ૪ | તામસ. | ૩૦૬૭૨૦૦૦૦ | + | ૧૭૨૮૦૦૦ | = | ૩૦૮૪૪૮૦૦૦ |
| ૫ | રૈવત. | ૩૦૬૭૨૦૦૦૦ | + | ૧૭૨૮૦૦૦ | = | ૩૦૮૪૪૮૦૦૦ |
| ૬ | ચાક્ષુસ. | ૩૦૬૭૨૦૦૦૦ | + | ૧૭૨૮૦૦૦ | = | ૩૦૮૪૪૮૦૦૦ |
| વૈવસ્વત | ૨૭ ચતુર્યુગીનાં વરસ. ૪૩૨૦૦૦૦ × ૨૭ | | | | = | ૧૧૬૬૪૦૦૦૦ |
| | ૨૮ મી ચતુર્યુગી. સત્યયુગના. | | | | = | ૧૭૨૮૦૦૦ |
| | ,, ત્રેતાના. | | | | = | ૧૨૯૬૦૦૦ |
| | ,, દ્વાપરના. | | | | = | ૮૬૪૦૦૦ |
| | કલિયુગના સંવત ૧૯૮૩ સુધી. | | | | = | ૪૯૮૭ |
| | | | | | કુલ | ૧૯૭૨૯૪૯૦૨૭ |

આ પ્રમાણે મન્વંતરની કલ્પના અને દિવ્ય વરસની કલ્પના ભલે બહુ સુંદર અને ભવ્ય લાગે છે પરંતુ જગતની બુદ્ધિની અદાલત પાસે તે પાયા વગરના તર્કના ઘોડા લાગે છે.

હાલમાં વિજ્ઞાની શોધના પરિશીલનથી વિદ્વાન માણસો પૃથ્વીની પોતાની જીવનદોરી દશ કરોડ વરસથી વધારે લાંબી હોવાનો દાવો કરી શકતા નથી. હવે દશ કરોડ વરસ તો માત્ર પૃથ્વીના જીવનની શરૂઆતને થયાં તો માણસના વિકાસ માટે પણ કરોડો વરસ જોઇએ. માણસો વિકાસ પામે તે પછી જ ઇશ્વરની પ્રેરણા ઝીલી વેદને પ્રકાશમાં લાવે.

આ રીતે સ્વામીજી દયાનંદની ગણતરી વેદની ભકિતથી દોરવાઈ જઇને અને કેવળ શાસ્રોમાં મૂકાયેલાં વાકયોને સાચા માની લેવાની ઉતાવળથી થયેલી જણાય છે. તેમની પ્રલયની કલ્પનાથી આ વાત કદાચ બંધ બેસતી આવે.

વેદનો જગતમાં પ્રચાર કરાવનાર આર્ય પ્રજાનો પહેલો વાસ એશીઆના ઉત્તર ધ્રુવના પ્રદેશમાં લગભગ

દશ હજાર વરસ પહેલાં થયેલો હોય એમ કેટલી સાચી તપાસથી અને ખરા અભ્યાસથી નિર્ણય લાવવામાં આવેલ છે. લોકમાન્ય તિલકનો આ અભિપ્રાય છે. તે અભિપ્રાયને પશ્ચિમના અભ્યાસશીલ મહાપુરૂષોનો ટેકો છે. એટલે આપણે વેદની ઉત્પત્તિનો કાળ ઇ. સ. પૂર્વે ૮૦૦૦ વરસનો ગણી શકીએ.

ગુજરાતના પ્રખર પંડિત આનંદશંકર ધ્રુવ તો વેદનો સમય ઈ. સ. પૂર્વે ૩૦૦૦ થી ૧૦૦૦ સુધીનો યુગ ગણે છે.

એવો જૂનામાં જૂનો વિચારસંદર્ભનો ખજાનો આપણા પૂર્વજોએ આપણને વારસામાં આપ્યો છે તે વાસ્તે આપણે હરખાવું ઘટે છે.

## ૩ વેદનું બહારનું સ્વરૂપ.

વેદ કે શ્રુતિના ચાર મોટા વિભાગ પાડવામાં આવ્યા છે. (૧) ઋગ્વેદ, (૨) યજુર્વેદ, (૩) સામવેદ અને (૪) અથર્વ વેદ. ( ઉપયોગિતાને લીધે વેદની મહત્તા મેળવનાર આયુર્વેદ પાંચમો વેદ ગણાવા લાગ્યો છે ) ઋગ્વેદની ઋચાઓ મોટે ભાગે જુદા જુદા દેવના

યશોગાન ગાય છે. એ ઋચાઓ બધા કરતાં જગતમાં જૂની છે. તેમાં પણ યુગે યુગે અસલના ઋષીઓના પુત્રોએ અને પૌત્રોએ નવી ઋચાઓ પણ ઉમેરી છે એવું તેના અર્થ ઉપરથી જણાય છે. એટલે કે આખો ઋગ્વેદ એક જ કાળમાં પ્રકાશમાં આવ્યો છે એમ માની શકાતું નથી. વરુણ, અગ્નિ, સૂર્ય, ઇંદ્ર, યમ, વિષ્ણુ, અને આશ્વિન-નામના દેવોનો સંબંધ ઋગ્વેદમાં બહુ જોવામાં આવે છે.

યજુર્વેદમાં જે મંત્રો મૂકાયા છે તેમાં મોટે ભાગે કર્મકાંડને જ લગતા હોય છે. યજન, પૂજન, યજ્ઞ, હોમ વગેરે ક્રિયા પ્રક્રિયાની વાતો આ વેદમાં મુખ્ય વસ્તુ છે. તેમાં પણ ઉપર જણાવેલા દેવતાઓને સંભારવામાં આવે છે ખરા.

સામવેદમાં જે મંત્રો મૂકાયા છે તે સમતા અને શાંતિ આપે તેવો લય ઉપજાવે એવા છે. અલબત ઋગ્વેદની ઋચા જેટલા આ વેદના મંત્રો જૂના ન કહેવાય. કેટલાક મંત્રો ઋગ્વેદ, યજુર્વેદ અને સામ વેદમાં સામાન્ય પણ હોય છે.

**અથર્વ વેદનું** વસ્તુ મુખ્યત્વે કરી સમાજશાસ્ત્ર-ના કોયડાના ઉકેલ કરે તેવું છે. જ્યારે સમાજ સારી પેઠે વિકસી ગઈ હશે અને અનેક પ્રકારની લાલસા અને અનેક પ્રકારની વિટમ્બણા માણસો અનુભવવા લાગ્યા હશે ત્યારે આ અથર્વવેદના મંત્રો પ્રકાશમાં આવ્યા હશે એમ અનુમાન કરી શકાય છે.

વેદનું સ્વરૂપ સમજવા સારૂ તેના ત્રણ વિભાગની વાત આપણે જાણવી જોઇએ. આપણે હમણાં સમજ્યા તે ચારે વેદને (૧) સંહિતા, (૨) બ્રાહ્મણ અને (૩) ઉપ-નિષદ હોય છે. દરેક વેદના આ ત્રણ વિભાગ મળીને એક આખુ અંગ થાય છે.

સંહિતામાં મંત્રો હોય છે; બ્રાહ્મણ ગ્રંથમાં મંત્રો અને ક્રિયા પ્રક્રિયાનો સંબંધ બતાવેલો હોય છે. તે સમજુત સરળ થાય માટે કેટલીક વાર્તાઓ અને દૃષ્ટાંતો તેમાં મૂકેલાં હોય છે. ઉપનિષદમાં તત્ત્વવિદ્યાની ચર્ચા હોય છે. બ્રહ્મવિદ્યાની સૂક્ષ્મ ચર્ચા ઉપનિષદમાં મળી આવે છે. ગુરૂ અને શિષ્ય એક બીજાની પાસે બેસીને આ ચર્ચા કરતા હોય તેવી રીતે

યશોગાન ગાય છે. એ ઋચાઓ બધા કરતાં જગતમાં જૂની છે. તેમાં પણ યુગે યુગે અસલના ઋષીઓના પુત્રોએ અને પૌત્રોએ નવી ઋચાઓ પણ ઉમેરી છે એવું તેના અર્થ ઉપરથી જણાય છે. એટલે કે આખો ઋગ્વેદ એક જ કાળમાં પ્રકાશમાં આવ્યો છે એમ માની શકાતું નથી. વરુણ, અગ્નિ, સૂર્ય, ઇંદ્ર, યમ, વિષ્ણુ, અને અશ્વિન-નામના દેવોનો સંબંધ ઋગ્વેદમાં બહુ જોવામાં આવે છે.

યજુર્વેદમાં જે મંત્રો મૂકાયા છે તેમાં મોટે ભાગે કર્મકાંડને જ લગતા હોય છે. યજન, પૂજન, યજ્ઞ, હોમ વગેરે ક્રિયા પ્રક્રિયાની વાતો આ વેદમાં મુખ્ય વસ્તુ છે. તેમાં પણ ઉપર જણાવેલા દેવતાઓને સંભારવામાં આવે છે ખરા.

સામવેદમાં જે મંત્રો મૂકાયા છે તે સમતા અને શાંતિ આપે તેવો લય ઉપજાવે એવા છે. અલબત ઋગ્વેદની ઋચા જેટલા આ વેદના મંત્રો જૂના ન કહેવાય. કેટલાક મંત્રો ઋગ્વેદ, યજુર્વેદ અને સામ વેદમાં સામાન્ય પણ હોય છે.

**અથર્વ વેદનું** વસ્તુ મુખ્યત્વે કરી સમાજશાસ્ત્ર-ના કોયડાના ઉકેલ કરે તેવું છે. જ્યારે સમાજ સારી પેઠે વિકસી ગઈ હશે અને અનેક પ્રકારની લાલસા અને અનેક પ્રકારની વિટમ્બણા માણસો અનુભવવા લાગ્યા હશે ત્યારે આ અથર્વવેદના મંત્રો પ્રકાશમાં આવ્યા હશે એમ અનુમાન કરી શકાય છે.

વેદનું સ્વરૂપ સમજવા સારૂ તેના ત્રણ વિભાગની વાત આપણે જાણવી જોઇએ. આપણે હમણાં સમજ્યા તે ચારે વેદને (૧) સંહિતા, (૨) બ્રાહ્મણ અને (૩) ઉપ-નિષદ હોય છે. દરેક વેદના આ ત્રણ વિભાગ મળીને એક આખુ અંગ થાય છે.

સંહિતામાં મંત્રો હોય છે; બ્રાહ્મણ ગ્રંથમાં મંત્રો અને ક્રિયા પ્રક્રિયાનો સંબંધ બતાવેલો હોય છે. તે સમજુત સરળ થાય માટે કેટલીક વાર્તાઓ અને દૃષ્ટાંતો તેમાં મૂકેલાં હોય છે. ઉપનિષદમાં તત્ત્વવિદ્યાની ચર્ચા હોય છે. બ્રહ્મવિદ્યાની સૂક્ષ્મ ચર્ચા ઉપનિષદમાં મળી આવે છે. ગુરૂ અને શિષ્ય એક બીજાની પાસે બેસીને આ ચર્ચા કરતા હોય-તેવી રીતે

ઉપનિષદના વિષયનું વિવરણ થયેલું હોય છે ઋગવેદની સંહિતાના દશ મંડળ છે અને તે દશ મંડળમાં કુલ ૧૦૧૭ (+૧૧) સૂક્તો છે. એ સંહિતાના ભણનાર હોતા કહેવાય છે.

યજુર્વેદની સંહિતાના, પંદર શાખામાં વહેંચાયેલા ચાલીસ અધ્યાય છે; અને તે ચાલીસ અધ્યાયના ૧૮૮૬ શ્લોકો છે. આમાંના અર્ધા તો ઋગવેદના જ છે. આ વેદની સંહિતાનો વિચાર કરતાં એક વાત જાણવા જેવી છે. યજુર્વેદના બે પેટાભાગ છે. સંહિતા અને બ્રાહ્મણ અલગ રાખવામાં આવેલ છે અને કૃષ્ણ યજુર્વેદમાં સંહિતા અને બ્રાહ્મણને ભેળવી દેવામાં આવેલ છે. આ વેદની સંહિતા ભણનાર જ અધ્વર્યુ કહેવામાં આવે છે.

( ૧ ) શુકલ યજુર્વેદ અને ( ૨ ) કૃષ્ણ યજુર્વેદ. શુકલ યજુર્વેદમાં અથર્વવેદની સંહિતાના વીસ કાંડ રાખેલા હોય છે અને તે વીસ કાંડમાં ૭૩૧ મંત્રો હોય છે. આ સંહિતાને કેટલીકવાર બ્રહ્મવેદ નામ પણ અપાય છે. આ સંહિતા ભણનારને બ્રહ્મા કહેવામાં આવે છે અને

યજુર્વેદના બે ભાગ પાડવા સંબંધી રમૂજી કથા પ્રચલિત છે. એક વાર વ્યાસ ભગવાને પોતાને ત્યાં ભણતા વિદ્યાર્થીઓને બુદ્ધિના ક્રમવાર ગોઠવ્યા, પહેલો નંબર પલૈને આપ્યો બીજી જગ્યા વૈશંપાયનને, ત્રીજી જગ્યા જૈમિનીને અને ચોથી જગ્યા સુમન્તુને આપી; અને તેમની બુદ્ધિના ક્રમ પ્રમાણે પહેલાનેજ ઋક્ શીખવ્યો, બીજાને યજુસ્ શીખવ્યો, ત્રીજાને સામ શીખવ્યો અને ચોથાને અથર્વ શીખવ્યો

સામ વેદની સંહિતાનાં પંદર પુસ્તક હોય છે તે ૧૫ પુસ્તકનાં ૩૨ પ્રકરણ હોય છે. અને તે ૩૨ પ્રકરણમાં ૪૬૦ મંત્રો-ગીત હોય છે તે ઘણાખરા ઋગ્વેદના જ હોય છે. માત્ર ૭૫ ગીત સ્વતંત્ર જણાવેલાં છે આ વેદના ભણનારને **ઉદ્ગાતા** કહેવામાં આવે છે.

વૈશંપાયનને પોતાના શિષ્યો યાજ્ઞવલ્કય અને બીજાઓને યજુવેદ શીખવ્યો હતો. એક વાર કોઇ દોષના નિવારણ માટે વૈશંપાયને પોતાના શિષ્યોને અમુક પ્રકારનું તપ આચરવાનું કહ્યું. યાજ્ઞવલ્કયે એમ લાગ્યું કે બીજા બધા શિષ્યોમાં કંઇને કંઇ ભ્રષ્ટતા છે તેથી તપ

બરાબર ફલદાયી નહિ થાય; માટે પોતે જાતે એકલાએ તે તપ આચરવાનું માથે લીધું. આ રીતથી ગુરૂને યાજ્ઞવલ્કય મગરૂર લાગ્યો અને બીજા બ્રાહ્મણોનો દ્રોહ કરવા માટે તેને દોષિત ગણવામાં આવ્યો. વૈશંપાયન તેનાપર ગુસ્સે થયા અને કહ્યું કે મેં શીખવેલો યજુર્વેદ તારે પાછો આપી દેવો પડશે.

યાજ્ઞવલ્કયે ગુરૂની આજ્ઞા માથે ચઢાવી યોગના બલથી મૂર્ત સ્વરૂપે યજુર્વેદ ઓકી કાઢયો આ ઓકી કાઢેલો યજુર્વેદ બીજા શિષ્યોએ વૈશંપાયનની આજ્ઞાથી તેતરનું સ્વરૂપ ધારણ કરી ચાટી લીધો.

પછી યાજ્ઞવલ્કયને પોતાના કામ માટે પશ્ચાતાપ થયો. તેમણે સૂર્યની ઉપાસના કરી. સૂર્યે ઘોડાને સ્વરૂપે વાજી તેમની પાસે આવી યજુર્વેદ પાછો આપ્યો. આ સૂર્યનો આપેલો યજુર્વેદ તે શુકલ અને બીજો કૃષ્ણ એમ બે ભાગ પડયાની કથા ચાલુ છે. કોઇ મોટા પ્રસંગે ચારે વેદના ભણનારા હોતા, અધ્વર્યુ, ઉદગાતા અને બ્રહ્મા એકત્ર મળ્યા હોય છે તો બ્રહ્મા બાકીના ત્રણની ભૂલ સુધારવાનું કામ કરે છે.

ઋગ્વેદમાં—ઐતરેય બ્રાહ્મણ *
કૌતકી બ્રાહ્મણ

યજુર્વેદમાં—તૈતરેય બ્રાહ્મણ
શતપથ બ્રાહ્મણ

સામવેદમાં—તલવક્ર બ્રાહ્મણ
પંચવિંશ બ્રાહ્મણ
છાંદોગ્ય બ્રાહ્મણ અને

અથર્વવેદમાં—ગોપથ બ્રાહ્મણ— હોય છે.

---

* કોઇ ઋષિને ઇતરા નામની એક પત્ની હતી; તેને પેટે ઘણા પુત્રો જન્મ્યા હતા. તેમાંના એકનું નામ મહિદાસ હતું. તે ઋષિએ એક યજ્ઞ વખતે પોતાના બધા છોકરાને પ્રેમથી ખોળે બેસાડ્યા હતા પણ મહિદાસને તેણે અબુદ્ધિને કારણે ખોળે બેસાડયો નહિ. આમ થવાથી ઇતરા બાઇને ખોટું લાગ્યું. તેણે પૃથ્વીદેવીની પ્રાર્થના કરી. મહિ કે પૃથ્વી પ્રસન્ન થયાં. તેણે મહિદાસને દિવ્ય ગાદી પર બેસાડી મોટો પંડિત બનાવ્યો. તે મહિદાસે ઇતરાના પુત્ર તરીકે જે વેદના જે ભાગને પ્રકાશમાં મૂકયા તેને ઐતરેય—એવું વિશેષણ લગાડવામાં આવે છે. પોતાની માનું નામ યાદ રાખવાની આ માતૃભક્તિ બહુ ઉત્તમ અને દૃષ્ટાંત લેવા યોગ્ય છે.

